સ્વ. પૂજ્ય તીર્થરૂપ

ઠાકોરદાસ બાલમુકુન્દદાસના સ્મરણાર્થે

# બોધક

મણકો બીજો

છગનલાલ ઠાકોરદાસ મોદી

સુરત,

સં. ૧૯૮૩ના કાર્તિક વદ ૧૦

તા. ૨૯-૧૧-૧૯૨૬



શેઠ ઠાકોરદાસ બાલમુકુન્દદાસ મોદી

સુરત

**જન્મ**-સંવત ૧૮૮૮ કાર્તિક
વદ ૧૦
તા. ૨૯-૧૧-૧૮૩૧

**અવસાન**-સંવત ૧૯૭૬ ના
આષાઢ વદ ૧૦
તા. ૧૦-૭-૧૯૨૦

ઉમ્મર વર્ષ ૮૮

# બોધક (મણકો બીજો)

---

## શ્રીમંત

દરેક માણસને ધનવાન થવાની આકાંક્ષા હોય છે; પણ ધનવાન થવું એટલે શું તે જો દરેક માણસ જાણતો હોય તો પછી એવી ઇચ્છા રાખવામાં કાંઈ દોષ જેવું નથી.

પુષ્કળ પૈસા હોવા-મોટી દોલત હોવી-તેથી કાંઈ માણસ શ્રીમંત ગણાતો નથી.

મનુષ્ય લક્ષાધિપતિ માત્ર હોય તે આ શોકમય સંસારમાં અતિશય દુઃખીઆરો દેખાય છે. આ દુનિયામાં જેમની પાસે ધન સંપત્તિ સિવાય બીજું કાંઇપણ નથી હોતું તે તો ગરીબમાં ગરીબ છે એમ ગણી શકાય. દાખલા તરીકે સોનાના સિક્કાથી ભરેલી વજનદાર વાંસળી પોતાની કમરે બાંધેલી છે તેવો એક માણસ બળતા વહાણમાંથી દરિયામાં કૂદકો મારે છે; આ ભારથી એક લાદેલા ગધેડા જેવો વગર વિચારે પડતું મુકવાથી તે પોતાના સોનાના ભારથી ડુબી જાય છે, અને દીવામાં પડનાર પતંગિયાની પેઠે જીંદગી પૂરી કરે છે. તે શું ધનવાન છે? તેની પાસે પૈસા હતા એવું તમે નહીં કહો, પણ એવું કહેશો કે, પૈસાની પાસે તે હતો, પૈસાથી તે જકડાયલો હતો.

કહેવાતા ધનવાન માણસો ખરેખર આવા ડુબતા માણસના જેવી ખરાબ પરિસ્થિતિમાં સંકડા છે, કેમકે તેમની મિલકતના પ્રમાણમાં તેમને ઉપભોગ માટે જે મળે છે તે ચિંતા, વહેમ, ઉજાગરા, શોક, શંકા અને એકલવાસ એજ હોય છે.

કોઈપણ ઢગલા બંધ વસ્તુના માલિક હોવાથી કે થવાથી માણસ ખરેખરો ધનવાન-તાલેવંત બનતો નથી.

આમ છે તો ખરા ધનવાન અને શ્રીમંત કોને કહેવા ?

અનેક સુંદર–સારી બાબતોનો જેને રસ અને છંદ લાગેલો હોય તે શ્રીમંત છે. જુના કે ચાલુ જમાનાના મહાન પુરૂષોનાં લેખો તથા લખાણોવાળાં સારાં પુસ્તકો જે માણસની પાસે હોય, પણ તેના પ્રત્યે જેને સદ્‌ભાવ કે પ્રીતિ ન હોય તેના કરતાં તે પુસ્તકોને જે ચાહે છે, તેને માટે મમતા રાખી તેનો સદુપયોગ કરે છે, તે માણસ ખરેખર શ્રીમંત છે.

કર્તવ્યપરાયણ પત્ની જેને મળી છે, તથા શુદ્ધ વર્તનવાળાં છોકરાં જેને ઘેર છે, તે શ્રીમંત છે.

જે સ્ત્રીને સારાં સંતાન હોય તે શ્રીમંત છે. મોટામાં મોટી સોનાની ખાણની કિંમત આપેથી પણ ન મેળવી શકાય તેવો આનંદ તે સ્ત્રી મેળવી શકે છે. તેનાં સંતાનો જીંદગી પર્યંત તેનું હિત સાચવનારાં સાધન રૂપે છે–પ્રેમના ભંડાર છે, અને તેઓ વડેજ પોતાની આશાઓ ફલીભૂત કરવા તે સમર્થ બને છે.

જે માણસે સાચા મિત્રો મેળવ્યા છે, તે ધનવાન છે. અર્ધી કુંડી બંગલાઓમાં સમાય તેટલા નોકર ચાકરો અને સુંદર ભપકાવાળા પોશાક પહેરી તહેનાત ઉઠાવનારાઓ કરતાં એક ખરો દિલોજાન મિત્ર—જે તમને ચાહાતો હોય અને ગમે તેવું દુઃખ કે સંકટ પડે તો પણ તમારી કુમકે ઉભો રહે તેવો હોય—તે વધારે ઉપયોગી છે.

રૂપિયાની એકઠી કરી રાખેલી ગઠડી અને થોકબંધ શેરોનાં કાગળિયાં કરતાં સારી ટેવોવાળો કોઈપણ મનુષ્ય શ્રીમંત ગણાવાને પાત્ર છે. નિર્દોષ આનંદ માટે, આરોગ્ય માટે, અને તંગીને વખતે ખરી મદદ માટે તે વધારે લાભદાયી અને આધાર રૂપ છે.

જે કોઈ માણસે જ્ઞાન ને વિદ્યા સંપાદન કરેલાં હોય છે તે ધનવાન છે. આપણે માટે તથા ભવિષ્યને માટે ભૂતકાળમાં ઘણા પ્રયાસથી જે પ્રકારનું ધન એકઠું થયેલું છે, તેમાંથી ખરા સારા જીવન માટે, નિર્દોષ અને ખરા આનંદ આપનારા મોજ શોખ માટે, અને આપણી શક્તિ ને

લાયકાત વધારી શકે તેને માટે, જ્ઞાન મેળવવા જેવું ઉપયોગી અને મહત્વનું દ્રવ્ય બીજું એકે નથી. કહેલું છે કેઃ—**विद्याधनं सर्वधन-प्रधानम्**—સર્વ પ્રકારનાં ધનમાં વિદ્યાધન એ શ્રેષ્ઠ છે.

આ ઉપરાંત વળી જેમની પાસે નીચે જણાવેલા પ્રકારનો ખજાનો હોય તે શ્રીમંત છેઃ—

૧. ઉત્સાહ;

૨. આરોગ્ય;

૩. સારી યાદદાસ્ત શક્તિ;

૪. દયાવૃત્તિ, ક્ષમાવૃત્તિ, દાનવૃત્તિ;

૫. સત્ય, સદાચાર અને સૌન્દર્ય–એના સર્વોપરિપણામાં દૃઢ શ્રદ્ધા;

૬. દૃઢ મનોવૃત્તિ–કે જેથી અનેક વાંછનાઓને તાબે ન થતાં તેને પોતાના અંકુશમાં રાખી શકાય;

૭. હુન્નરજ્ઞાન—કોઈપણ હુન્નરી કામ કરવાની અને તે કરી આનંદ મેળવવાની બુદ્ધિ અને હોશિયારી;

૮. આનંદ મેળવે અને આનંદ આપે તેવો સ્વભાવ, તથા અણીને વખતે જે કામ લાગે અને જેમાં રસ–શોખ લાગતો હોય તેવાં અનેક સાધનો;

૯. અને છેવટ, પરમેશ્વરની સહાય અને કૃપા વિષે પૂરેપૂરી ખાતરી.

આ અનેક ખજાના પ્રાપ્ત કરવા માટે આબાલવૃદ્ધ માણસો પ્રયત્ન અને પ્રયાસ કરશે, તો તે કદી નિરાશ થશે નહીં. તેણે મેળવેલું આવું ધન ખોવાશે કે નાશ પામશે નહીં. તે મેળવવા માટે તેણે રોકેલા વખતનો સદુપયોગ થશે, અને પોતાની ઇચ્છા ફલીભૂત થશે ત્યારે તેનો વખત સારી રીતે ગુજારેલો માલમ પડશે. તેની પાસે આવું જે ધન રહ્યું હશે તે સંબંધે તેને કંઈ ફિકર કે ચિંતા રહેશે નહીં, કારણ કે એની પાસે એવું દ્રવ્ય રહેશે કે જે ઉધાઈ કે કાટથી ખવાઇ જશે નહીં અને ચોર ચોરી જઇ શકશે નહીં.

# આરોગ્ય અને સૌન્દર્ય

## વગર પૈસે આપણે શું શું મેળવી શકિયે તેવું છે?

દરરોજ કસરત કરવાનો મહાવરો રાખવામાં કાંઈ ખરચ થતો નથી.

ટટાર ઉભા રહી શ્વાસ લેવામાં અને બરોબર રીતે ચાલવામાં કાંઈ ખરચ થતો નથી.

તમારા મકાનમાં તાજી સ્વચ્છ હવા આવજા કરે તેવી ગોઠવણ રાખવામાં કાંઈ ખરચ થતો નથી.

શરીરના પોષણ માટે જરૂરનો ખોરાક જે જાતનો જોઈએ તે પસંદ કરવામાં કાંઈ જુદો ખરચ થતો નથી.

દારૂ, ગાંજો, અફીણ જેવા માદક-કેફી પદાર્થ જે શરીરને હાનિ કરનાર તરીકે જાણીતા છે તેનો ઉપયોગ નહીં કરવો એવો દૃઢ ઠરાવ કરવામાં કાંઈ ખરચ થતો નથી.

વિકારવાળાં કચરા જેવાં પુસ્તકો, જેની છાપ સહેલાઈથી મનપર પડી જાય છે અને તમારા આખા જીવનને વિષરૂપ બનાવે છે, તેવાં પુસ્તકોને બદલે હિતકારી, ગુણકારી માનસિક ખોરાકથી તમારા મનને પોષવામાં કાંઈ ખરચ થતો નથી.

જે કઠણ ખોરાક ચાવવામાં દાંતને કસરત કે જરૂરનો ઘટતો શ્રમ કરવો પડે છે, અને જેથી દાંતના ડૉકટરોને પૈસા આપવામાંથી બચી શકાય છે, તેવો ખોરાક ખાવાને કાંઈ ખાસ ખરચ થતો નથી. દાતણ કરતી વખતે દાંત બરોબર ઘસી સાફ કરવામાં કાંઈ ખરચ થતો નથી.

કાંઈ ખાઈને અથવા જમીને અથવા ગળપણવાળા પ્રવાહી પદાર્થ ખાધા પછી દરેક વખત કોગળા કરી મ્હોં અને દાંત બરાબર સાફ કરવામાં કાંઈ ખરચ થતો નથી; એમ કરવાથી તો ઉલટું દાંતના ડૉકટરોનાં ખીસાં ભરવાં પડતાં નથી, તેમ બીજા વૈદ, ડૉકટરો તથા વહાડકાપ કરનારા ડૉકટરોને પૈસા આપવા પડતા નથી-તેટલું તમે બચાવી શકો છો.

# આરોગ્યતા માટે આદેશ

૧. માન રાખો તમારા અવયવોનું–દરરોજ ન્હાવાનો મ્હાવરો રાખીને— કેમકે સ્વચ્છતા એ ધર્મિષ્ટપણાનો એક અંશ છે, અને નિર્મળ શરીરમાં મન પણ નિર્મળ થાય છે.

૨. માન રાખો તમારા જઠરનું–નિયમિત મુદતે હમેશાં દાંતના ડૉકટર કે સારા વૈદ ડૉકટર પાસે તમારા દાંત બરાબર તપાસાવવાનું રાખીને—કેમકે ખરાબ દાંત એ જઠરની રચના અને પાચનક્રિયાને ભારે ખલલ રૂપ છે.

૩. માન રાખો તમારી પાચનશક્તિનું–તમારા રોજના ખોરાકમાં ઘણાજ સાવચેત રહીને—કેમકે અનેક માણસો પોતાની પ્રકૃતિને માફક ન આવતો ખોરાક લઈને હાથે કરીને પોતેજ પોતાની ઘોર ખોદે છે.

૪. માન રાખો તમારાં ફેફસાંનું–ખુલ્લી તાજી હવાનો શ્વાસ લઈને તથા તેનો ઉપભોગ કરીને—કેમકે સ્વચ્છ હવા જેવું ફેફસાંને ઉત્તમ સ્થિતિમાં અને શરીરને નિરોગી રાખનાર બીજું સાધન કોઇ નથી.

૫. માન રાખો તમારા જ્ઞાનતંતુઓનું–પૂરતી નિદ્રા લઈ પુષ્કળ આરામ ભોગવીને—કેમકે જે મનુષ્યો આખો દિવસ કામ કરે છે અને આખી રાત રમત ગમતમાં ગાળે છે તે પોતાની જીંદગી ટુંકી કરવામાં સહાયક થાય છે.

૬. માન રાખો તમારા શરીરનું–દરેક વર્ષગાંઠ પર શારીરિક તપાસ ચોકસપણે કરાવીને—કેમકે પહેલેથી રોગનો અટકાવ કરવો તે રોગ મટાડવાના ઉપાય કરતાં હજાર દરજ્જે લાભકારક છે.

૭. માન રાખો તમારા વૈદ ડૉકટરોનું–“પેટન્ટ” દવાઓ વાપરવાનું બંધ રાખીને—કેમકે આવી દવાઓનાં ખોટાં ફુંકાયેલાં બણગાંથી ઘણીક વાર ફસાઈ જવાય છે.

૮. માન રાખો તમારા આત્માનું–મનસા, વાચા, કર્મણા–મન, વાણી અને કર્મમાં શુદ્ધ પવિત્ર રહીને—કેમકે જે કોમ કે પ્રજા અનંતતાની ઇચ્છા રાખતી હોય તેણે માતૃત્વને ઉંચી પદવી આપવી જોઇએ.

# કાર્યસિદ્ધિ

'કામ' એ કાર્યસિદ્ધિનો પિતા છે.

'તૃષ્ણા' એ કાર્યસિદ્ધિની માતા છે.

'પાકો વ્યવહાર બુદ્ધિ' એ તેનો વડો પુત્ર છે.

'આગ્રહ, પ્રામાણિકપણું, સંપૂર્ણતા, દીર્ઘદૃષ્ટિ, આસક્તિ, સહકાર,' એ કેટલાક બીજા પુત્રો છે.

'પ્રતિષ્ઠા' એ તેની મોટી પુત્રી છે.

'અવસર-તક,' એ નાનું બચ્ચું છે.

'આનંદી સ્વભાવ, વિનય, વિવેક, કાળજી, કરકસર, શુદ્ધ ભાવ, સંપ,' એ તેનાં કેટલાંક નાનાં પુત્ર પુત્રીઓ છે.

આ 'વયો વૃદ્ધ માણસ'નું ઓળખાણ કરો, એટલે એના કુટુંબનાં બાકીનાં નાનાં મોટાં માણસો સાથે તમે ઘણા સારા પરિચય અને સમાગમમાં આવવાને તથા રહેવાને શક્તિમાન થશો.

---

## ચિંતા

ચિંતા એ ચિતા સમાન—વિષ સમાન છે. તેનો ઉતાર તમારી પોતાની પાસેજ છે. તમારા પોતાના ઉપર વિશ્વાસ, દુનિયા ઉપર શ્રદ્ધા, શાન્તિ, હિમ્મત, અને સ્વભાવ-પ્રકૃતિને અનુકૂળ ઉદ્યમ-એ બધાં ચિંતા, દુ:ખો અને અવગુણોની સામા ટક્કર ઝીલવાના ઉપાયો છે. સુંદર વિચારોમાં મન પૂરેપૂરૂં રોકાયલું હોય તો તેને ચિંતા કરવાનો વખતજ મળતો નથી. જે બાબત અનિવાર્ય હોય તેને તાબે થાઓ, જે બાબત અશક્ય કે અસંભવિત હોય તે મનમાંથી દૂર ખસેડી નાંખો, અને જીવનમાં આનંદ આપનારી તથા હિત કરનારી બીજી કોઈ નવીન બાબત શોધી કાઢી તેમાં મન પરોવો. સંપૂર્ણ આત્મસંયમ ચિંતાઓને દૂર કરે છે. વિષરૂપ ચિંતાથી તમારૂં આરોગ્ય બગાડો નહીં અને તમારી શાન્તિ ક્ષીણ થવા દો નહીં.

---

# શું વેચશો ?

## માત્ર વસ્તુઓ ન વેચતા-કાર્યો વેચજો.

કપડાં ન વેચશો—જાતિ દેખાવ અને આકર્ષકતા વેચજો.

છાપ કામ ન વેચશો—જાહેર જીવન ભોગવવાની શક્તિ વેચજો.

સાકર ન વેચશો—સુખ, સંતોષ અને રસાસ્વાદનો આનંદ વેચજો.

જીંદગીનો વીમો ન વેચશો—કુટુંબ વર્ગમાં સંપ સંરક્ષણની લાગણી વેચજો.

મેવો ન વેચશો—આરોગ્ય, સ્વચ્છ લોહી, અને દવાદારૂ વગરનું જીવન વેચજો.

રમકડાં ન વેચશો—બાળકો ખુશ ખુશ થઈ જાય તેવી હોશિયારી તથા અક્કલ વેચજો.

વસ્તુઓ ન વેચશો—આદર્શો, લાગણીઓ, સ્વમાન, ગૃહજીવન અને સુખ સંપ-એ વેચજો.

જાહેરાતો ન વેચશો—વધુ વેચાણ થાય અને વધુ નફો મેળવાય તેવા સરળ માર્ગો વેચજો.

સિતાર-હાર્મોનિયમ ન વેચશો—ગૃહજીવન અને સંગીત તથા દીલખુશ કરનારી સંધ્યાકાળો વેચજો.

નાટકશાળાની ટિકિટો ન વેચશો—વિનોદ અથવા મનરંજન તથા કિસ્સા અને સાહસ વેચજો.

કિમતી સરસામાન ન વેચશો—જેમાં સુખચેન તથા શિષ્ટાચાર એ બન્ને હોય એવું 'ઘર' વેચજો.

પગરખાં (જોડા) ન વેચશો—પગને આરામ આપવાનો અને ખુલ્લી હવામાં ફરવાનો આનંદ વેચજો.

વ્યાપારી મંડળના સભાસદની ટિકિટો ન વેચશો—એક નામાંકિત શહેરી હોવાનો ગર્વ અને પ્રતિષ્ઠા વેચજો.

ઘોડાગાડીઓ ને મોટરગાડીઓ ન વેચશો—મુસાફરી કરવાની, કુદરતી સૌન્દર્ય નિહાળવાની તથા ખુલ્લામાં રહેવા હરવા ફરવાની ટેવ વેચજો.

# વડીલનાં વચનો

( પૂજ્ય તીર્થરૂપને પૂજ્ય ગણનારા નાની મોટી વયનાં કેટલાંક સગાં સંબંધી સ્નેહીઓને પ્રસંગોપાત તેમણે સન્માર્ગદર્શક બોધ આપેલો તેના થોડાક નમુના. )

૧. પોતાના પૌત્રને—

'જે ઘરડાંની અને વડીલની આંતરડી ઠારે છે તેને પ્રભુ વિસરતો નથી-તેની આંતરડી તે ઠારશે.'

૨. મુંબઈના એક શ્રીમંત મોઢ વણિક ગૃહસ્થને—

'ઘટિતજ કર્યું, દિકરી સાસરેજ શોભે.'

૩. પોતાની એક પૌત્રીને—

'પિહેરની શ્રીમંતાઈ સાસરે ન બતાવિયે.'

૪. દિશાવાળ જ્ઞાતિના એક પ્રતિષ્ઠિત દેશસેવકને—

'તમે એકલું ભણ્યા નથી, ગણ્યાએ છો; ગણ્યા વગરનું ભણ્યું નકામું.'

૫. ઝારોલા જ્ઞાતિના એક પ્રવીણ રૂના વેપારીને પ્રથમ નોકરીએ જતી વખતે—

'બચ્ચા, નથી આવડતું એમ કહી કામને પાછું ઠેલવું નહીં, અને તક ગુમાવવી નહીં, પણ કામ ઉપાડી લેવા તૈયાર રહેવું, અને નહીં આવડે તો શિખી લેવું.'

૬. સુરતના એક પ્રતિષ્ઠિત કુટુંબના બે ભાઈઓ ધંધો ચલાવતા હતા તેમાં દાખલ થતી વખતે એક ભાઈના પુત્રને—

'ધંધા સંબંધે બે ભાઈઓના મતફેર હોય અને કદાચ એક બીજાની ગેરહાજરીમાં બાપ કે કાકા કાંઈ બોલે કે ઉકળાટના ઉદ્‌ગાર કાઢે તો તે સાંભળીને એક વડીલે કહેલું બીજાને કહેવું નહીં, એવોજ નિયમ રાખજે; ને તેમ કરેથીજ ખ્યાતિ પામેલા ધંધાને ખલેલ પહોંચશે નહીં ને તું આગળ વધી શકશે.'

૭. સદરને ધંધા સંબંધે—

'દુકાનનો હિસાબ દર સાલ તૈયાર કરવો.' (આ બોધ આપતાં મુંબઈના એક નામિચા રૂના વેપારી ગમે તેવી અડચણ હોય તોપણ તે ધોરણને વળગી રહેતા અને નિયમિત મુદતે હિસાબ માંડી વાળતા તેનું દૃષ્ટાંત આપતા હતા).

૮. ન્યાતોના સાજના મળે તેમાં વર્તન રાખવાના સંબંધમાં—

'ન્યાતના સાજના મળે તેમાં તકરારી બાબત બહુ ચર્ચાવાનો સંભવ હોય ત્યારે પોતાના વિચાર એકદમ દર્શાવી દેવા નહીં, પણ બીજાના સાંભળી લેવા અને બધાની તકરાર ચર્ચા થઈ રહે તે પછી તેનો સાર લઈને પોતાના વિચાર દૃઢતાથી અને સભ્યતાથી દર્શાવવા.'

૯. એક સામાન્ય સ્થિતિના સજ્જનને—

'સ્થિતિ હોય તો રૂપિયા ધીરજો, ગમે તેવી હુંડીઓ પર મતુ ન માર્યા કરશો.'

૧૦. દિશાવાળ જ્ઞાતિના પૉર્ટ ટ્રસ્ટની નોકરી કરતા એક સજ્જન યુવકને—

'પૉર્ટ ટ્રસ્ટની નોકરીમાં સુખેથી જોડા; તું ગરીબ છે, પણ કદી હાથ બગાડતો નહીં.' (આ વચન તે સજ્જન મરતાં સુધી યાદ કરતા હતા અને પ્રમાણિક રહેવાથી મોટો પગાર મેળવવા ભાગ્યશાળી થયા હતા).

૧૧. સુરતના એક દિશાવાળ વણિક વેપારીને—

'પાસે નાણાં હોવા છતાં બજારમાં લેવડ દેવડ કરી આંટ રાખવી અને વધારવી; તેને માટે તેરીખ ફાકટ ભરવી પડશે એ ખ્યાલ લાવવો નહીં. ભીડમાં આવો વહિવટ બહુ કામ લાગે છે.'

૧૨. ગુજરી ગયેલા કુટુંબીના રૂપિયા દાગીનાના સંબંધમાં પોતાના એક પાસેના કુટુંબીને—

'કોઈએ સાચવવા આપેલી થમણી કે માલમતા તે ગુજરી ગયા બાદ તેના વંશવારસને પાછી સુપરત કરિયે ત્યારે ચાર માણસની રૂબરૂ કરવી અને લેનારની સહીપત્રી લેવી.'

# આટલું તો કદીએ ન કરશો.

૧. દેશદ્રોહી ન થવાય.
૨. પરાધીનતા ન સહી લેવાય.
૩. મનુષ્યનું મનુષ્યત્વ ન લુટાય કે લુટાવાય.
૪. લોકહિત આગળ સ્વહિત પહેલું ન મૂકાય.
૫. "ઘરનાં છોકરાં ઘંટી ચાટે ઉપાધ્યાને આટો" એવી રીત ન રખાય.
૬. કોઇપણ તરફનું જનની, જન્મભૂમિનું અપમાન ન સાંખી શકાય.
૭. ગરીબનો ગરીબાઇને લીધે તિરસ્કાર ન કરાય—તેનું સ્વમાન ચગદી ન નંખાય.

---

## ક્ષણ ક્ષણ કરતાં.

( ઇસ તનધનકી કોન બડાઈ-એ લય )

ક્ષણ ક્ષણ કરતાં જીવન બનતાં:
ક્ષણ મીઠી તો જીવન મીઠાં.
ક્ષણ ક્ષણ કરતાં.
વિચાર-વાણી-વર્તન જેનાં
ક્ષણ ક્ષણ સીધાં-જીવન સીધાં.
ક્ષણ ક્ષણ કરતાં.
સ્મિત સ્મિત પ્રકટે કિરણ ઉજળાં:
કિરણમંડલ જાય ન દીઠાં.
ક્ષણ ક્ષણ કરતાં.
ઉર્મિ ઉર્મિ ઉદાર જ ઉરની
—જીવન એ તો મીઠાં મીઠાં.
ક્ષણ ક્ષણ કરતાં.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

# શિખજો અને શિખવજો.

૧. દેશ પ્રેમી થતાં શિખજો અને શિખવજો.

૨. ગરીબમાં પ્રભુ જોતાં શિખજો અને શિખવજો.

૩. જીવતર સારી રીતે ગાળવાની કળા શિખજો અને શિખવજો.

૪. મુઆ પછી જીવતા રહી શકવાની રીત શિખજો અને શિખવજો.

૫. પરાધીનતા અને સ્વાધીનતા એના લાભાલાભ સમજવાનું શિખજો અને શિખવજો.

૬. કૃપણ નહીં પણ કરકસરીઆ થવાનું, સાંકડા મનના નહીં પણ મોટા મનવાળા થવાનું, 'કરો' ને બદલે 'કરિયે'નો છંદ રાખવાનું શિખજો અને શિખવજો.

---

ડહાપણ વાપરી વિવેકથી બોલવું એ કદાચ હમેશાં સરલ કે સહેલું નથી જણાતું, પરંતુ કોઈનું ભુંડું ન બોલવું-કોઈની ખોદણી ન કર્યા કરવી એને માટે માત્ર મૌન ધારણ કરવાનીજ જરૂર પડે છે.

---

પરમેશ્વરે માણસને બે આંખ આપી છે, પણ જીભ તો એકજ આપી છે, તે એટલા માટે કે તે એક વાર બોલે, પણ તેણે જોવું બે વાર જોઇએ.

---

સામા માણસની ભૂલો શોધી કાઢવામાં આપણે જેવી બારિક નજર રાખિયે છિયે, તેવીજ નજર આપણાં પોતાનાં કામ સંબંધે રાખિયે તોજ આપણે ઘણી સારી રીતે આગળ વધવાની શરૂઆત કરી શકીશું.

# જુવાની

જુવાની એ જીવનનો અમુક સમય ગણવાનો નથી, તે મનની એક સ્થિતિ છે.

તે ગાલની ગુલાબીથી કે પગની ચપળતાથી આંકવાની નથી; તે કલ્પના શક્તિનો એક ગુણ છે, લાગણીનો જુસ્સો છે, જીવનનાં ઉંડાં વહેણોનું તાજાપણું–જીવનની સ્ફુર્તિ છે.

જુવાની એટલે બ્હીકણપણા ઉપર હિંમતનો પ્રકૃતિજન્ય અમલ, આરામ–આશાએશવાળી જીંદગીને બદલે સાહસિકપણાની તીવ્ર–ઉત્કટ ઇચ્છા–આકાંક્ષા. વીસ વર્ષના જુવાનમાં હોય તે કરતાં પચાસ વર્ષની વયના પુરૂષમાં આ વધારે વાર જોવામાં આવે છે.

ચિંતા, ફિકર, તકલીફ, શંકા, બ્હીક, સ્વશક્તિમાં અશ્રદ્ધા, નિરૂત્સાહ, અને નાસીપાસી–આ બધાંમાંજ જુવાનીથી વર્ષોનાં વર્ષ વહી જતાં હોય છે, ને તેને લીધે પ્રેરણાશક્તિ જતી રહે છે, છાતી ખોઈ બેસાય છે, હિંમત હારી જવાય છે, અને છેવટે મોળો પડતો જુસ્સો પાછો માટી ભેગો મળી જાય છે.

જેટલી તમારી શ્રદ્ધા તેટલા તમે જુવાન છો, જેટલી તમારી શંકાશીલ વૃત્તિ તેટલા તમે વૃદ્ધ છો. તમારી આત્મશ્રદ્ધાના પ્રમાણમાં તમે જુવાન ગણાઓ, તમારી નાઉમેદીના પ્રમાણમાં તમે વૃદ્ધ ગણાઓ.

તમારા હૃદયના માનસિક પડ ઉપર એક સદાકાળ લીલું રહેતું વૃક્ષ છે, તેનું નામ પ્રેમ–સ્નેહ–છે; જ્યાં સુધી તે વૃક્ષ ફાલતું–વધતું જાય છે ત્યાં સુધી તમે જુવાન છો, તે કરમાવા કે સુકાવા માંડે ત્યારથી તમે વૃદ્ધ થતા ગણી શકાઓ.

તમારા હૃદયના મધ્ય ભાગમાં વગર દોરડાના તારનું મથક–સ્થાન છે; જ્યાં સુધી તેને સૌન્દર્ય, આશા, આનંદ, મહત્તા, હિંમત, શૌર્ય અને બળના સંદેશા પૃથ્વીમાંથી, મનુષ્ય પ્રાણી તરફથી અને અનંતતા તરફથી મળે છે, ત્યાં સુધી તમે ખસુસ જુવાન છો–યુવાવસ્થા ભોગવો છો.

# કાર્યસિદ્ધિ માટે જરૂરની બાબતોની યાદી

૧. તમારૂં મગજ શાન્ત રાખો.

૨. કામ સંબંધે બબડાટ ન કરો.

૩. તમારૂં મન શુભ વિચારમાં રોકાયલું રાખો.

૪. ક્ષુલ્લક બાબતોની જાળમાં ગુંચવાઈ ન જાઓ.

૫. તમારા પોતાને માટે દયા ખાયા કરવાનું—દાઝ લાવવાનું ન રાખો.

૬. તમે નિષ્ફળ નિવડયા છો એવું લોકોને કહેવા માંડો, અને તેઓ તમારૂં કહેલું માનશે, પણ તેથી તમારો ધારેલો ઉદ્દેશ પાર પડશે નહીં.

૭. તમારા કામની યોજના પહેલેથી તૈયાર કરો, અને પછી તેને વળગી રહો; અડચણો કે સરળતાના પ્રસંગો આવે તેમાંએ તે કાર્ય સતત ચલાવ્યા કરો.

૮. જીત મેળવનાર—ફત્તેહ મેળવનાર તરીકે વાતો કરો અને તે પ્રમાણેજ વર્તન રાખો, એટલે વખત જતાં તમે તેવાજ થશો—તમારામાં હિંમત અને હોંસ તથા ઉત્સાહ હશે તો તમે ફત્તેહ પામશોજ.

---

બીજાને હુકમ કરી તેની પાસે કામ કરાવવાની શકિત કદાચ બધાંમાં નહીં હોય, પરંતુ સોંપેલું ને માથે લીધેલું કામ ચોક્કસ રીતે કરવું એ કોઇની પણ શક્તિની બહારની વાત નથી.

---

આરોગ્યનાં લશ્કર અને રોગનાં અનેક બળ વચ્ચે યુદ્ધ સતત ચાલ્યાજ કરે છે. આ લડાઈમાં તમો તટસ્થ રહી શકો તેમ નથી—હાર કે જીત એ તમારીજ ગણાય છે.

---

અંધકાર, સંશય અને શોક એ ઉદાસિનતા આણે છે. પ્રકાશ, નિશ્ચિતતા અને આનંદ એ ઉત્સાહ આણનારાં છે.

# મોટામાં મોટી બાબતો

સર્વોત્તમ દાન—**ક્ષમા.**

મોટામાં મોટું પાપ—**બ્હીક.**

નીચમાં નીચ લાગણી—**ઈર્ષા.**

સારામાં સારો દિવસ—**આજનો.**

મોટામાં મોટી ભૂલ—**છોડી દેવું તે.**

વધુમાં વધુ ખરચાળ છૂટ—**દ્વેષ-કીનો.**

વધારેમાં વધારે તોફાન ઉઠાવનાર—**બહુ બોલનારો.**

મોટામાં મોટો છેતરનાર—**પોતાનેજ જે છેતરે છે તે.**

કોઈપણ દેશની ખરાબમાં ખરાબ સ્થિતિ—**પરાધીનતા.**

મોટામાં મોટી જરૂરિયાતની વસ્તુ—**પાકી વ્યવહાર બુદ્ધિ.**

મોટામાં મોટો દેવાળિયો—**ઉત્સાહી ન હોય તેવો આત્મા.**

કોઈપણ પ્રજાને ઇચ્છવા જોગ મોટામાં મોટી વસ્તુ—**સ્વાધીનતા.**

વધારેમાં વધારે અગત્યની કેળવણી—**પ્રજાસત્તાક રાજ્યની કેળવણી.**

ઉત્તમમાં ઉત્તમ શિક્ષક—**શિખવાની તમને જરૂર છે એવી સમજ આણનાર.**

કોઈપણ મનુષ્યના ધર્મનો ઉત્તમમાં ઉત્તમ ભાગ—**નમ્રતા તથા સરલ સ્વભાવ.**

સસ્તામાં સસ્તું, વધારેમાં વધારે મુર્ખાઈ ભરેલું, અને કરવામાં સહેલામાં સહેલું—**દોષ કાઢવાનું.**

મોટામાં મોટો મૂર્ખ—**નિશાળે જવા ઇચ્છા ન રાખનાર છોકરો.**

હોશિયારમાં હોશિયાર મનુષ્ય—**પોતાને જે વાજબી અને ખરૂં લાગતું હોય તે પ્રમાણે હમેશાં કરનાર અને વર્તનાર.**

# સંતોષનું રહસ્ય-કામ, કામ, ને કામ.

કામ કરો, કામ કરો, કામ કરો. પરમાત્મા પ્રભુની એ આજ્ઞા છે. તે આપણને મૂર્ખ બનતા અને મૂર્ખાઓના માફક વર્તતા અટકાવે છે. આપણા સંબંધની વાતો નિર્માણ થયેલી છે તેજ પ્રમાણે જે દુનિયાની વાતો નિર્મિત થયેલી છે તેનું સર્વોપરિપણું મેળવવા માટે તેની-કામ કરવાની જરૂર છે. તે એક સાંકળ છે તેમ પાંખની જોડી છે; તે બંધનમાં રાખે છે તેમજ દુઃખનું નિવારણ પણ કરે છે. થાકેલાને માટે, કમજોર થઈ ગયેલા ને માટે, કામ કરીને ઘસાઈ ગયા હોય તેને માટે કામ કરો-શ્રમ કરો. આનંદી માણસ માટે, આશાબદ્ધ મનુષ્ય માટે, શાન્ત પ્રકૃતિવાળા પ્રાણી માત્ર માટે કામ કરો. પરોપકારશીલ તેમ દ્વેષભાવવાળાને માટે, નીતિમાન તેમજ નિર્દયમાટે, વિચારશીલ તેમજ લક્ષ નહીં આપનારા માટે કામ કરો-ઉદ્યોગમાં મચ્યા રહો. આ જિંદગીને સારૂ જેની જરૂર પડે છે તે વસ્તુઓને માટે તેમજ માયારૂપી જે વસ્તુઓ છે તેને માટે કામ કરો; અને આકાશમાંના તારાઓ જોવા માટે, અનેકાનેક મનુષ્ય પ્રાણીના ઉપભોગ સારૂ જે વસ્તુઓ વધારે સુખમય બનેલી છે તેની ખરી સમજ-તેનું ખરેખરૂં ભાન અને જ્ઞાન થવા માટે, થાકેલા મનુષ્યોની પીઠ પરનો બોજો ઉપાડી લેવાને માટે કામ કરો.

કામ કરો! શા માટે કામ કરવું-શ્રમ વેઠવો? પરમાત્મા પ્રભુની એવીજ આજ્ઞા છે.

**कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः।**
**लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि॥**

# અસંતોષ શેનો રાખવો ?

'સંતોષી તે સદા સુખી' એવી કહેતી છે—પરંતુ અસંતોષ પણ રાખવો જોઇએ—ને શેનો ?

વધારે ભણવાનો—
જ્ઞાન મેળવવાનો—
પરાક્રમી થવાનો—
આગળ પડવાનો—
નિર્ભય થવાનો—
પરાધીનતામાંથી છૂટવાનો—
સર્વત્ર આરોગ્ય વધારવાનો—
ગરીબનાં દુઃખ દૂર કરવાનો—
વધારેમાં વધારે જન સેવા કરવાનો—
ટાળી શકાય તેવી આપત્તિઓ દૂર કરવાનો—
દેશહિતાર્થે દેશની આબાદાની વધારવાનો—
દેશની લક્ષ્મી દેશમાં રહે અને દેશહિતાર્થે વપરાય તેમ કરવાનો—
બાળકોનું વર્તન શુદ્ધ અને સંસ્કારી રહે અને તેઓ જગતમાં માન પ્રતિષ્ઠાવાળાં થાય તેવાં બનાવવાનો.

---

આગ્રહની માફક વ્યવસ્થા એ આખર સરવાળે જીત મેળવી શકે છે.

---

જિંદગી ટુંકી હોવાનું કહેવાય છે, પરંતુ વિવેક દર્શાવવાને માટે તેમાં જોઇએ તેટલો વખત–અવકાશ હોય છે.

---

'કામ સેવા ફરમાવશો' 'કામકાજ લખશો'–એ લાંબા કાળથી ચાલતા આવેલા વિવેકવચનમાં ઘણું રહસ્ય સમાયલું છે.

---

**સુરત** ચૌટાના પૂલ ઉપર આવેલા "સુરત સિટિ" પ્રિન્ટિંગ પ્રેસમાં વજેરામ માનસિંહે છાપ્યું.

